પ્રકાશક

શ્રી મહિલાવિદ્યાલય : ભાવનગર



આવૃત્તિ પહેલી

પ્રત ૧૦૦૦

*

મૂલ્ય ચાર આના

મુદ્રક

અમૃતલાલ દલપતભાઇ શેઠ,

સૌરાષ્ટ્ર મુદ્રણાલય : રાણપુર.



'કિસ્લોય'　　　　માનાં હેત　　　　કથાકાર શ્રી. રસિકલાલના<br>સૌજન્યથી



# અ ર્પ ણ

તારાં બાળપણાનાં કૂજન હે સખિ!
  શીદ રુંધ્યાં તેં આવીને મુજ દ્વાર જો?
પોતાનું રુંધીને હું-માં ઢાળવ્યું,
  સમજું છું એ તુજ શાંતિનો સાર જો!

એકલતાના વગડા બળબળતા હતા,
  તું વરસ્યે પાંગરિયા મુજ ઉર-બાગ જો;
ઉગ્યાં તેને જતનેથી ઉછેરજે!
  સીંચી તારા જીવનના સોહાગ જો.

કિલ્લોલે કિલ્લોલે તું ઉભી સદા,
  સાંભળતી મુજ કાલાઘેલા બોલ જો:
દેવાલયના ઘુમ્મટ શી મુંગી મુંગી
  પડછંદે જગવંતી સ્વર-હિલ્લોલ જો.

આતમનની તરસી ફુલવાડીમાં સખિ,
  વરસી રહી તું ગાજ્યા વિણ ગંભીર જો:
વરસીને સોહંતી શારદ વાદળી!
  ફરી ફરી લાવે ભરીને નવલાં નીર જો.

વત્સલતા, વાત્સલ્ય, કરુણાના મોરલા,
  ટૌકે મારા ગૃહ-વડલાની છાંય જો,
તુજ ગુંજ્યાં ઝીલી તુજને પાછાં દઉં,
  સ્વીકારી સાચવજે અંતર માંય જો!

અધરે આવી આવીને પાછા વળે
  અણબોલ્યા અણબોલ્યા ઉરના ભાવ જો,
મનડાની મુંગી મુંગી આરાધના-
  એ છે સહુથી ઉંચું અનુપમ કાવ્ય જો!



# પ્રકાશકના બે બોલ

•

'બલિદાન' તથા 'વેણીનાં ફુલ' ગુજરાતનાં સન્નારીવૃંદને ખોળે ધર્યાં પછી ભાઈ ઝવેરચંદ મેઘાણી આજે 'કિલ્લોલ' દ્વારા ગુજરાતની યુવતીઓને કલ્લોલતી કરવા માગે છે. જે ભાવભર્યો સત્કાર એમની કૃતિઓ ગુજરાતી આલમમાં સર્વદા મેળવી રહી છે, તેવો જ હૂંફાળો આવકાર આ લઘુ પુસ્તક પણ પામશે એ નિઃસંદેહ છે.

કાઠિયાવાડમાં બાળાઓ Street Songs–શેરીનાં ગીતો દ્વારા આનંદ અને ઉલ્લાસની મસ્તી

અનુભવે છે. એ ગીતોના ઉન્નત કરેલા ભાવો ગૂંથીને, તેને ઉખાણાથી માંડીને હાલરડાં સુધીની વિવિધતા અર્પીને, તથા લોકના માનીતા સૂરોમાં ઢાળીને નીતારેલા 'કિલ્લોલ'નાં ગીતો શાળામાં ભણતી કન્યાઓને તેમ જ શેરીઓમાં રમતી તરુણી-ઓને કંઠે ચડી જશે એવી આશા છે.

'વનરાજનું હાલરડું', 'સોણલાં', તથા 'શિવાજીનું હાલરડું' ગુર્જર સાહિત્યમાં જે નવો અને અણખેડાએલો પ્રદેશ ખુલ્લો કરે છે તેમાં નવગુજરાતના સર્જક કવિઓ સ્વતંત્ર વિહાર કરવાને પ્રેરણા મેળવે એ સંભવિત છે. તેમ થશે તો ગુજરાતની ઉગતી પ્રજાનું કલ્યાણ થશે.

ભાઇ મેઘાણીના બ્હેનો પ્રત્યેના આ બંધુકૃત્ય બદ્દલ બ્હેનો વતી એમનો આભાર માનવાની અમે રજા લઇએ છીએ.

સેવકો,

| | |
|---|---|
| શ્રી મહિલા વિદ્યાલય | સૌ. વિનોદિની યાજ્ઞિક |
| ભાવનગર | બળવંતરાય મહેતા |
| ૨૫ : ૭ : ૨૯ | મંત્રીઓ, ભાવનગર સ્ત્રીકેળવણી મંડળ |

# નિવેદન

ચોપડીનું નામ પાડવું એ આ યુગમાં તો છોકરાંનાં નામ પાડવા કરતાં પણ વધુ મુંઝવનાર વાત થઇ પડી છે. આ ચોપડીને માટે પણ નામોની હારમાળા તૈયાર થઇ હતી. એકંદર અંદરનાં ઘણાંખરાં ગીતો માતા અને બાલક વચ્ચેની ઉર્મિઓ ઝીલવા મથતાં હોવાથી મિત્રોએ 'હૂલામણાં' એવું સૂચક મથાળું પસંદ કર્યું. પણ એ શબ્દ આ ચોપડી જેટલો હળવો ન લાગ્યો. સમગ્રપણે જોતાં આ ગીતો મને પક્ષીઓના પ્રભાત–કિલ્લોલ જેવાં જણાયાં. એમાં કાગડો, કાબર, મોરલા ને પોપટ તમામની બોલીની મનસ્વી મેળવણી જેવું દેખાયું. 'કિલ્લોલ' શબ્દ પણ જીભને ટેરવે અયત્ને ઉછળતો લાગ્યો. કુટુંબ-કિલ્લોલનો ધ્વનિ એ શબ્દ બરાબર વહેતો દેખાયો. છતાં 'કિલ્લોલ'

અને 'હુલામણાં' વચ્ચેનો મતભેદ હજુ શમ્યો નથી. વાચક પોતાની પ્રત પર મનગમતી છેકભુંસ કરશે તો કર્તાને વાંધો નથી.

કુલ ૨૦ વિષય–અને પેટાગીતો ગણતાં ૨૫ ગીતો: એમાં ૧૫ જેટલાં હાલરડાં છે. બાકીનાંમાં પણ માતા અથવા નાનાં ભાઇબ્હેનોના મનોભાવ ગુંજવવાનો પ્રયાસ છે. 'પીપર' અને 'ગલૂડાં' દ્વારા એ કુટુંબ–ભાવનાને ફળી અને શેરી સુધી પહોળાવવાનો આશય છે. જોશું તો તે બન્નેનો ગર્ભિત ધ્વનિ 'માતા અને બાલક' જ છે. 'રાત પડતી હતી' એ ગીત પ્રકૃતિનું એક કરુણાભીનું દર્શન હોવા છતાં તેની અમૂક ઉપમાઓ 'ભાઇ, બ્હેન, બા અને બાપુ'નાં હેતમાંથી જ વહે છે. જ્યાં જ્યાં દાંપત્યને સ્પર્શ થયો છે ત્યાં ત્યાં વચ્ચે બાલકને કડીરૂપ બનાવીને જોડાણ કર્યું છે. માત્ર એક જ ગીત "સાગર રાણો"નો મેળ આ સંગ્રહમાં મળતો નથી. એ ગીત આંહી અસ્થાને છે. ગફલતથી પેસી ગયું છે. નવી આવૃત્તિમાં કાં તો એ નહિ હોય, અથવા તો એની ઊણપ પૂરાએલી હશે.

'કિલ્લોલ'નાં કેટલાંક ગીતો બાલકોને ન યે સમજાય. એનું કારણ છે. ગીતો મુખ્યત્વે માતાને ધ્યાનમાં રાખીને લખાયાં છે. લખનારનાં કલ્પના–લોચન સામે માતાપદ પામી ચુકેલી અથવા તો માતૃત્વના ભુવનમાં ધીરેધીરે પગલાં માંડતી તરુણી જ

નિરંતર ખડી હતી. એટલે ગીતો બાલકો વિષેનાં હોવા છતાં બધાં જ કંઇ બાલ–ઉપયોગનાં નથી. ખાનપાનમાં રસ પામવા માટે મ્હોંની અંદર અમીનું જે સ્થાન છે, તેવું જ કંઇક સ્થાન, આ ગીતોને, વાત્સલ્યનાં માધુર્ય અનુભવવામાં મળે એવી કર્તાની ધારણા છે.

ઢાળો વિષે પણ એમજ સમજવાનું છે. એ બધા બાલ–ઢાળો નથી. 'પા! પા! પગલી'થી માંડી 'શિવાજીનું હાલરડું' સુધી એનું કૂણું અને વિક્રમશીલ વૈવિધ્ય પથરાએલું છે.

કેટલાંએક ગીતોની ટુંકો લંબાયે જ ગઇ છે. લોકગીતોનું રમકડા સમ ટુંકાણ અને નાજુક કદ આણવાનું કામ વિકટ છે: ખાસ કરીને નવયુગી કાવ્ય–ભાવો પણ ગુંથવાની જવાબદારી અદા કરવાની હોવાને કારણે. પરંતુ જ્યાં જ્યાં એવી અતિશયતા જણાય ત્યાં ત્યાં વધારાની લાગતી ટુંકો પર ચોકડી મારવાનો વાચકને હક્ક છે.

'વેણીનાં ફુલ'માં ઘણું એવું હતું કે જે 'કિલ્લોલ'માં નથી; એજ રીતે આમાં નીપજી શકેલું એવું કેટલુંક એમાં નથી. બન્નેને અન્યોન્યનાં પૂરક લેખું છું. વાચકને પણ એમજ લેખવા વિનતિ કરૂં છું.

પૂઠા પરનું ચિત્ર આપનાર તો આ વખતે પણ ભાઇશ્રી રવિશંકર રાવળ જ છે. એમાં એમણે પોતાનાં

ગરવાં માતાજીના વાત્સલ્યનું અદ્યાપિ પર્યંત જે પાન કરેલું છે તેનો જાણે કે મીઠો ને મ્હેકતો ઓડકાર ઠલવ્યો છે. એનો આભાર પ્રદર્શિત કરવાની આ આચાર-શિષ્ટતાના અંતરમાં જે સચ્ચાઇ ભરેલી છે, તે તો તેઓ જ જાણી શકે, કે જેઓને પોતાનાં લખાણુને અનુરૂપ ચિત્રો ચિતરાવવાની આપદાઓ વીતી હોય.

ને 'માનાં હેત'નું મુખચિત્ર ખાસ 'કિલ્લોલ'ને ખાતર જ વાપરવા આપનાર ભાઇશ્રી રસિકલાલનું ઋણુ પણુ સાભાર સ્વીકારું છું. એવી કૃતિનો ફાલ ગુજરાતમાં વિરલ જ ઉતરે છે. એ ચિત્રની અંદર એવું કંઇક અબોલ તત્ત્વ ગુંજે છે કે જે આ જગતને થોડુંક ઉંચે લે છે. ખેતરમાં ઉદ્યમ કરતી કરતી સાડલાનું ઘોડિયું બાંધીને બાળક સુવાડતી ખેડુ-માતા એ અર્ધનગ્ન દશામાં અને ઘાસના ભારામાં રહેલા જીવન-દૈન્યને એક સંધ્યાકાળે કોઇ અપૂર્વ ગૌરવભરી તિરસ્કાર આપી રહી છે.

કોઇક ખેતરની વચ્ચે ભાઇ રસિકલાલને થએલું આ દર્શન અત્યંત પાવનકારી છે.

સૌરાષ્ટ્ર સાહિત્ય-મંદિર
રાણપુર
આષાઢી પૂર્ણિમા : ૧૯૮૫

કર્તા

# સાંકળિયું

# સુધારી લેજો !

| પાનું | લીટી | સુધારો |
| --- | --- | --- |
| ૩૪ : | ૪ | 'મને' શબ્દ છેકી નાખો. |
| ૪૮ : | ૧૦ | 'સ્સા૦યે' ને બદલે 'ધ્રૂસા૦યે' |
| ૫૯ : | ૪–૫–૬ | આખી કડી ફેરવીને આ પ્રમાણે લેવી : |

લૂ. વરસતી હતી, વરસતી હતી,
એવી દુરજનની પ્રીત જાનું હસતી'તી
જેવી લૂ વરસતી હતી, વરસતી હતી.

| | | |
| --- | --- | --- |
| ૬૪ : | ૩ | 'માલતો' ને બદલે 'માતેલા' |
| ૬૪ : | ૬ | 'સૂતી ગોપી જાગે' ને બદલે 'સૂતાં જંગલ જાગે' |

## પા! પા! પગલી

[ બાળકને બે હાથ ઝાલી તાલમાં ચાલતાં શીખવવાનું. ]

પા ! પા ! પગલી
કુલની ઢગલી
ઢગલીમાં ઢેલડ
જીવે મારી બેનડ !

પા ! પા ! પગલી
બાગમાં બગલી
બગલી બોલાવે
ડોક ડોલાવે
નીર ઝુલાવે
તીર લળાવે.

પા ! પા ! પગલી
નાજૂક ડગલી
ડગલી ભરતાં
દડ વડ દડતાં
બેની મારી પડતાં !

પા ! પા ! પડિયાં
થોડુંક રડિયાં
આંસુડાં દડિયાં
ભાઇ સાથે લડિયાં
ભાઈ ભરે બકી
જાણે ચકો ચકી !

પા ! પા ! પાલર
ઝૂલે છે ઝાલર
ઝાલર જડિયો
બેનીબાનો ચણિયો
જાણે નાનો દરિયો !

પા ! પા ! પૂજન
આંબે કૂજન

કૂ! કૂ! કરતી
જંગલ ભરતી
કોયલ ફરતી.

પા! પા! પાણી
નદી છલકાણી
પાણીમાં પડિયાં
ઉંડાં ઉતરિયાં
તગ! તગ! તરિયાં
નીર નીતરિયાં
નાવણ કરિયાં
બેડલાં ભરિયાં

પા! પા! પૂનમ
તારા ટમટમ
ચાંદો ચમચમ
રાત્રિ રમઝમ
સાગર ધમમમ!

પા! પા! પોળી
ઘીમાં ઝબોળી

ઓળીને ખાજો
ગણુ ભાગ દેજો!

પા! પા! પલકે
વીજળી ઝળકે
મેહુલો મલકે
મોર મીઠી હલકે
કેહુ! ગેહુ! ગળકે
નીર ધારા ખળકે.

પા! પા! પરીઓ
ઠેકે દરિયો
દરિયો ડાલે
હીંચ હીંડાળે
છલ છલ છોળે.

પા! પા! પોપટ
લીલો લટપટ
લળી લળી ચાલે
લીંબુની ડાળે

સરોવર પાળે
પાંખો પલાળે
કાંઠ હે કાળે
પ્રેમ બેની પાળે.

પા! પા! પંખી
આ અરે ઝંખી
આ શું શે માળા
સાફ સુંવાળા
ધોળા ને કાળા
આળ રૂપાળા.

પા! પા! પોઢણુ
આભનાં ઓઢણુ
ઓઢીને ઉંઘો
સ્વપનાં સુંઘો
ઝટ પાછાં જાગો
પ્રભુ પાસે માગો!

પા ! પા ! પ્રભુજી !
એક જ અરજી
ઝટ દ્યો પગ જી !

પગે ઝાડ ચડશું
પહાડે રખડશું
વેરી સાથે લડશું
મા કાજે મરશું
ફરી અવતરશું !



# લાલપ કયાંથી !

તારે આવડી લાલપ કયાંથી રે
મારા લાડકવાયા લાલ !

તારે આવડી ફૂણુપ કયાંથી રે
મારા લટકાળા હો લાલ !

તારી હાથ-હથેળી
પગની રે પેની
ગુલ-ફુલ સરીખા ગાલ;

એને આવડાં રંગ્યાં શાથી રે
મારા બોલકણા હો બાળ !–તારે૦

માડી ! હું ને હરિ બે રમતા રે
એક મેઘ-ધનુષ મોઝાર;
અમે લથબથ કુસ્તી કરતા રે
ઘન ગાજતું ધમ ! ધમ ! કાર;

મારો પગ ગયો લપસી
પ ડ્યો ગ ગ ન થી
ઉ ત ર્યો આં બા—ડા ળ;

તું તો નીર-નીતરતી ન્હાતી રે
એક સરવરિયાની પાળ;
તું તો જળ-ઝીલણિયાં ગાતી રે
તારી ડોકે ફુલની માળ;

મને જુગતે લીધો ઝીલી રે
મારાં અંગ હતાં ગારાળ;
તારા અંતરમાં ઝબકોળી રે
મને નવરાવ્યો તતકાળ;

તારા ઉરથી ઢળી ગઈ લાલી રે
મને રંગ્યો લાલમ લાલ;
તું તો બની ગઈ કાળી કાળી રે
મને કરિયો લાલ ગુલાલ!

તારે આવડી લાલપ ક્યાંથી રે
મારા લાડકવાયા લાલ!

# અમારી પીપર

## ૧. પીપર લીલી



હાં રે પીપર લીલી
હાં હાં રે પીપર લીલી,
મારા વીરને આંગણુ ખીલી રે
પીપર લીલી !

હાં રે પીપર લીલી
હાં હાં રે પીપર લીલી,
એની ઘેરી ઘટા ઢળેલી રે
પીપર લીલી !

હાં રે પીપર લીલી
હાં હાં રે પીપર લીલી,
જાણે વ્રજ વનિતા અલબેલી રે
પીપર લીલી !

હાં રે પીપર લીલી
હાં હાં રે પીપર લીલી,
જાણે રાધા નાર રસીલી રે
પીપર લીલી !

હાં રે પીપર ઢળતી
હાં હાં રે પીપર ઢળતી,
દસ ડાળ રૂપાળી લળતી રે
પીપર લીલી !

હાં રે પીપર ઢળતી
હાં હાં રે પીપર ઢળતી,
મુને બથમાં ઘાલી મળતી રે
પીપર લીલી !

## ૨. પીપર કાપી



હાં રે પીપર કાપી
હાં હાં રે પીપર કાપી
કોઇ દયા વિહોણો પાપી રે
પીપર કાપી !

હાં રે પીપર કાપી
હાં હાં રે પીપર કાપી
જાણે અબળાને સંતાપી રે
પીપર કાપી !

હાં રે પીપર કાપી
હાં હાં રે પીપર કાપી
એમ કકળ્યા મોર કલાપી રે
પીપર કાપી !

## ૩. પીપર સૂકી



હાં રે પીપર સૂકી
હાં હાં રે પીપર સૂકી
જાણે ભગરી ભેંસ વસૂકી રે
પીપર સૂકી !

હાં રે પીપર સૂકી
હાં હાં રે પીપર સૂકી
એનાં જોર ગયા સહુ ડૂકી રે
પીપર સૂકી.

હાં રે પીપર સૂકી
હાં હાં રે પીપર સૂકી,
પંખી ગ્યાં માળા મૂકી રે
પીપર સૂકી.

હાં રે પાન ખરિયાં
હાં હાં રે પાન ખરિયાં,
જાણે માનાં બાળક મરિયાં રે
પીપર સૂકી.

હાં રે માળી રોવે
હાં હાં રે માળી રોવે,
વાદળની સામે જોવે રે
પીપર સૂકી.

હાં રે પીપર તરસી
હાં હાં રે પીપર તરસી,
એને કોઇ ન રેડે કળસી રે
પીપર સૂકી.

હાં રે પીપર તરસી
હાં હાં રે પીપર તરસી,
મેહુલિયે ધારા વરસી રે
પીપર સૂકી.

## ૪. પીપર કોળી

હાં રે પીપર કોળી
હાં હાં રે પીપર કોળી,
જાણે અમૃતમાં ઝબકોળી રે
પીપર કોળી.

હાં રે પીપર કોળી
હાં હાં રે પીપર કોળી,
એની ઘટા બની છે ઝ્હોળી રે
પીપર કોળી.

હાં રે કુંપળ ફુટ્યાં
હાં હાં રે કુંપળ ફુટ્યાં,
જાણે બાંધ્યાં બાળ વછૂટ્યાં રે
પીપર કોળી.

હાં રે કુંપળ રાતાં
હાં હાં રે કુંપળ રાતાં,
જાણે બાળ બન્યાં મદમાતાં રે
પીપર કોળી.

## ૫. પીપર ફાલી



હાં રે પીપર ફાલી
હાં હાં રે પીપર ફાલી,
એને અંગે લાલ ગલાલી રે
પીપર ફાલી.

હાં રે પીપર ફાલી
હાં હાં રે પીપર ફાલી,
વનદેવ તણી બહુ વ્હાલી રે
પીપર ફાલી.

હાં રે પાન ચડિયાં
હાં હાં રે પાન ચડિયાં,
જાણે નવલખ નીલમ જડિયાં રે
પીપર ફાલી.

હાં રે પેપા આવ્યા
હાં હાં રે પેપા આવ્યા,
પંખીડલાંને ભલ ભાવ્યા રે
પીપર ફાલી.

હાં રે પેપા મીઠા
હાં હાં રે પેપા મીઠા,
એને કાબર કરે અજીઠા રે
પીપર ફાલી.

હાં રે પેપા પડિયા
હાં હાં રે પેપા પડિયા,
મારા બચલા ભાઇને જડિયા રે
પીપર ફાલી.

હાં રે બાગ વ્હેંચ્યા
હાં હાં રે બાગ વ્હેંચ્યા,
બચલીને આપ્યા કાચા રે
પીપર ફાલી.



# ચુંદડી

[ ધુંબડી ચૈયરમાં રમે–એ ઢાળ ]

ચુંદડી ચૌદ લોકમાં ગોતું.

આભમાં ગોતું
ગેબમાં ગોતું
સાત પાતાળે ઘૂમતી ગોતું–ચુંદડી૦

ચુંદડી ચાર રંગમાં બોળી !

લાલ પીળા પરભાતમાં બોળી
ચાંદલી પૂનમ રાતમાં બોળી
વીજળી કેશ હોજમાં બોળી
મેઘ–ધનુના ધોધમાં બોળી–ચુંદડી૦

ચુંદડી ચાર ચોકમાં ઓઢું

માન સરોવર ઝીલતી ઓઢું
આભની વેલ્યે વીણતી ઓઢું
ડુંગરે ડુંગર દોડતી ઓઢું
વાયરા ઉપર પોઢતી ઓઢું–ચુંદડી૦

ચુંદડી ચાર છેડલે ફાટી
રાસડા લેતાં
તાળીઓ દેતાં
સાગરે ના'તાં નીરમાં ફાટી–ચુંદડી૦



# હાલો ગલૂડાં રમાડવા

[ શેરીમાં કૂતરી વીંઆય, એ ગ્રામ્ય બાળકો માટે આનંદ, નૃત્ય અને પશુપ્રેમના ઉમળકા ઠલવવાનો અવસર બને છે. એ મમતાને ગીતમાં ઉતારવાનો આ પ્રયાસ છે. ]



કાળૂડી કૂતરીને આવ્યાં ગલૂડિયાં
ચાર કાબરાં ને ચાર ભૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

માડીને પેટ પડી ચસ ! ચસ ! ધાવે
વેલે ચોંટયાં જેમ તૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

માતાને માથડે ચડતાં ને ચાટતાં,
જોગણનાં જાણે લટૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

રાતાં માતાં ને રોમ રોમે સુંવાળાં,
જાણે મીંડાં ગાલ–મસૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

બાને વ્હાલાં છે જેમ વીરો ને બેની
કાળવીને વાલાં કુરકુરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

મોટાં થાશે ને મારી શેરી સાચવશે,
જાગશે રાતે ઝ્હાઝૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

ટીપૂડો ઢીપૂડો ડુંગરડે ઘૂમશે,
ગૌધેન ભેળા વોળાવિયા રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

મોતીઓ ને માનીઓ ઝોકે રોકાશે,
વાછરૂ ને પાડરૂ ભળાવિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી

ડાઘીઓ ને કૂઘીઓ ખેતરમાં જાશે,
વાસુ રે'શે બે રખોલિયા રે
હાલો ગલૂડાં રમાડવા જી રે.

કાળીઓને લાળીઓ પાદર પસાયતા,
બાઉ ! વાઉ ! આલબેલ બોલિયા રે
હાલો ગલૂડાં રમાડવા જી રે.

ગોળ ઘી લોટના શેરા બનાવ્યા,
કાળવીનાં પેટડાં પૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે.

પેટ ભરીને માડી બાળ ધવરાવે,
ધાવીને પોઢે ટીપૂડિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે.

## રાતાં ફુલ

એક ઝાડ માથે ઝૂમખડું,
ઝૂમખડે રાતાં ફુલ
ભમર રે રંગ ડોલરિયો.

એક ડાળ માથે પોપટડો,
પોપટડે રાતી ચાંચ
ભમર રે રંગ ડોલરિયો.

એક પાળ્ય માથે પારેવડું,
પારેવડે રાતી આંખ
ભમર રે રંગ ડોલરિયો.

એક મ્હેલ માથે મરગલડો,
મરગલડે માંજર લાલ
ભમર રે રંગ ડોલરિયો.

એક નાર માથે ચુંદલડી,
ચુંદડીએ રાતી ભાત્ય
ભમર રે રંગ ડોલરિયો.

એક માત હાથે બાળકડું,
બાળકના રાતા ગાલ
ભમર રે રંગ ડોલરિયો.

એક બ્હેન માથે સેંથલીયો,
સેંથલડે લાલ હીંગોળ
ભમર રે રંગ ડોલરિયો.

એક ગોખ માથે ભાભલડી,
ભાભજના રાતા દાંત
ભમર રે રંગ ડોલરિયો,

એક પ્હાડ માથે પાવળિયો,
પાવળિયે લાલ સીંદોર
ભમર રે રંગ ડોલરિયો.

એક આભ માથે ચાંદરડું,
ચાંદરડે રાતાં તેજ
ભમર રે રંગ ડોલરિયો.

એક સમૂદ્ર કાંઠે સાંજલડી,
સાંજડીએ રાતા હોજ
ભમર રે રંગ ડોલરિયો.

## ઘૂઘરો

ઘૂઘરો ઘુમે છે બેનીબાના હાથમાં,
રાત દિ રમે છે રંગીલીના સાથમાં;

જાણે રમે વાડીમાં મોર !
બેનીબાના ચિતડાનો ચોર
ઘુઘરો ઘુમે છે બેનીબાના હાથમાં.

ઘૂઘરો ચુમે છે બેનીબાને હોઠડે,
મીઠો મીઠો મ્હોંમાં સંતાય
જાણે હંસ સરવરમાં ન્હાય–ઘૂઘરો૦

ઘૂઘરાને વ્હાલી બેનીબાની આંગળી,
જેવાં બાસું બાપુને વ્હાલ
જેવાં ભાઇ–ભાભી હેતાળ–ઘૂઘરો૦

ઘૂઘરાને તોડે ફોડે બેની ખીજમાં,
તોય નાણે અંતરમાં દુઃખ!
જાણે કોઇ જોગી અબધૂત-ઘૂઘરો૦

ઘૂઘરાને ચૂસે ચારે પો'ર બેનડી,
તોય કો દિ ખૂટયાં ન ખીર!
જાણે માન સરવરનાં નીર-ઘૂઘ૦

ઘૂઘરામાં ઘેરૂં ઘેરૂં કોણ ગાજતું,
ગાજે જેવાં ગેબીલાં ગાન!
ચંદ્ર સૂર્ય તારાનાં તાન-ઘૂઘરો૦

ઘૂઘરાને ગમતી ઝીણી ઝીણી ગોઠડી,
જાણે જુગ જુગના વિજોગ!
આજે માંડ મળિયા છે જોગ-ઘૂઘરો૦

ઘૂઘરાને મેલ્યો માડીએ આકાશથી,
બેનીબાને ધાવણ દેવા!
સ્વર્ગ કેરી વાતો કે'વા-ઘૂઘરો૦

# નીંદર–ચોર

કેણે નીંદરડી ચોરી
 હો બેની! તારી કેણે નીંદરડી ચોરી!

થાક્યાં તાણીને તારી દોરી
 હો બેની! તારી કેણે નીંદરડી ચોરી!

ઝંપ્યાં છે ઝાડ પાંદ, ઝંપ્યાં પંખીડલાં,
 વેળા વૈશાખની બપોરી–હો બેની૦

પાણીડાં ગઇ'તી હું તો પાદરડી વાડીએ,
 ઝોલાં ખાતી'તી ગાય ગોરી–હો બેની૦

શેરીમાં જાઉં ત્યાંય શીળૂડે છાંયડે,
 ઉંઘે છે ડાઘીયો અઘોરી–હો બેની૦

આંબાની મ્હેક મ્હેક મંજરીના ઝુંડમાં,
 પોઢયાં ચકવાં અને ચકોરી–હો બેની૦

ડાળીની ડાક તણું માંડી ઓસીકડું,
 ઘોરે ગોવાળીઆની છોડી–હો બેની૦

સૌએ સંપીને તારી નીંદર સંતાડી!
 રાખી નહિ રાતની ય થોડી–હો બેની૦

# નીંદર–વિહોણી

જરીક એની ઝંખ્યાં'તાં
ને રોણું એનાં થંભ્યાં'તાં,
પોહાડીને માતા પાણી પરવર્યાં.

માડી પાછાં આવે છે
ને ઘરનાં બાર ઉઘાડે છે,
ઘર વચ્ચે બેનડ બા દોટો દઇ રહ્યાં !

ક્યાં ગઈ તારી નીંદરડી !
ને છોડી છો કે ઉંદરડી !
પાંપણને કયમ પલનો પોરો નહિ મળે !

કોણ મળ્યાં'તાં ધૂતારાં
ને કોણ મળ્યાં'તાં લૂંટારાં !
કોણ અદેખાં સ્વપનાં તારાં હરી ગયાં !

ચાંદો સૂરજ ધૂતારા,
ને વનનાં પંખી લૂંટારાં,
ઝાડ અદેખાં સ્વપનાં મારાં હરી ગયાં.

## ચાંદરડાં

બાને ખોળે બેની રડી
એ રે બૂમ આકાશે ચડી
આકાશે સૂતા શ્રી હરિ
હરિની આંખો ઝબકી પડી.

ફુલ–સેજલડી ઝટ પરહરી
હરિએ મેલી નીંદરપરી
સોણુલાંની છાબડીઓ ભરી
નીંદર વાદળીને વ્હાણે ચડી.

અધમધ દરિયે વીજળી મળી
નીંદરની નાવડી ઉંધી વળી
છાબનાં સોણુલાં વેરાઇ ગયાં
ને એનાં તો ચાંદરડાં થયાં!

# હાલરડું વાલું

વાલીડા વીરનું હાલરડું વાલું !
હૈયાના હીરનું હાલરડું વાલું !

ઉંઘી જા ઝટ
પોઢી જા પટ
તને દેખાડું સોણલું રૂપાળું
હો વીરનું હાલરડું વાલું !—વાલીડા૦

તારૂં પારણીયું સાફ ને સુંવાળું
હો વીરનું હાલરડું વાલું !—વાલીડા૦

વ્હાણે ચડીને વીર ! બાપુજી આપણા
પોગ્યા છે સમદર–પારે રે,
આઘા પરદેશની વિદ્યા આણીને
આપણે દેશ ઉતારે
હો વીરનું હાલરડું વાલું !—વાલીડા૦

ઉંચા તે આભમાં કેડા રે કાઢવા
બાપૂજી ઉડતા વિમાને રે;
વીંઝે છે વાદળાં ને માપે છે તારલા
દેવા ઇલમ દુનિયાને
હો વીરનું હાલરડું વાલું–વાલીડા૦

તારાં પોઢણુ લાલ હીંગોળે પારણે
પીવાનાં દૂધ તારે મીઠાં રે;
બાપુને આજ મેં તો ભૂખ્યા ઉજાગરે
ઘૂમંતા સોણલામાં દીઠા
હો વીરનું હાલરડું વાલું–વાલીડા૦

તારે પ્હેરણુ વીર ! ઉન કેરી આંગડી
ઓઢવાને શાલ દુશાલા રે;
ઓતરા રે ખંડના હિમાળા કેડલા
કાઢતા હશે બાપુ વાલા
હો વીરનું હાલરડું વાલું–વાલીડા૦

શેરીનાં માનવી શું જાણે મુરખાં !
કીધા કરે છે તને નાનો રે;

વેલો ઉઠીને ઝલ્ય ફટ ફટ હાંકજે
બાપુનાં ંહાણ ને વિમાનો
હો વીરનું હાલરડું વાલું—વાલીડા૦

ટણુણુણ રણઝણ ટોકરીઓ વાગે ને
ગમમમ આસમાન ગાજે રે;
જૂઠી જૂઠી જરીક બીડી જા આંખડી!
બાપુ આવે છે ઘેર આજે
હો વીરનું હાલરડું વાલું.

ઉંઘી જા ઝટ
પોઢી જા પટ
તને દેખાડું સોણલું રૂપાળું
હો વીરનું હાલરડું વાલું.

વાલીડા વીરનું હાલરડું વાલું!
હૈયાના હીરનું હાલરડું વાલું!



# નીંદરને સાદ

હું તો સાદ પાડી પાડી શોધી રહી,
નીંદર ! આવો રે મારા ભાઇલાની સેજ !
નીંદરડી ! વીરો મારો સૂતો નથી !

તમે કોણ રાજાની મોલાતે રહો ?
કોની કુંવરીના તાણો ફુલ–હીંડોળ !
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

હું તો રાજાના મોલુંમાં રહેતી નથી,
નવ તાણું રે કો'ના ફુલ–હીંડોળ !
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

હું તો ઝૂંપડે ઝૂલાવું પારણીયાં,
હું તો હીંચોળું થાકયાં દીનનાં બાળ;
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

મીઠાં પંપાળું ભૂખ્યાં તરસ્યાંના બાળ;
નીંદરડી! વીર મારો સૂતો નથી.

તમે કોણ સરોવરે સંચરતાં?
તમને વ્હાલા રે કોના નૌકા–વિહાર
નીંદરડી! વીર મારો સૂતો નથી.

હું તો નવ રે સરોવરે સંચરતી,
નથી વહાલા રે મને નૌકા–વિહાર
નીંદરડી! વીર મારો સૂતો નથી.

હું તો ઘોર સાગરમાં ઘૂમી રહી,
મુને વહાલાં રે વાવાઝોડાંનાં વ્હાણ
નીંદરડી! વીર મારો સૂતો નથી.

હું તો મેઘલી રાતને મધ દરિયે
પ્રાંતે પોઢાડું વ્હાણવટીઓનાં બાળ
નીંદરડી! વીર મારો સૂતો નથી.

મીઠાં ઉંઘાડું કો' ખલાસીનાં બાળ
નીંદરડી! વીર મારો સૂતો નથી.

તમે કોણુ બગીચાની લ્હેર લીયો ?
કેવાં માણ્યા રે મેના મોરનાં ગીત
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

હું તો મને લ્હેર બગીચાની લેતી નથી,
નથી ગમતાં રે મેના મોરનાં ગીત !
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

હું તો વીંઝું છું નિરજન રણુવગડા,
મુને વહાલી રે સિંહ વાઘની ત્રાડ
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

હું તો કાળા બપોરની પગ બળતી,
પ્રીતે પોઢાડું ગોવાળીડાનાં બાળ
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

સુખે સૂવાડું થાકયાં ખેડુનાં બાળ
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

તમે શોખીલાં શાની રસોઇ તણાં ?
તમે જમતાં રે કેના બતરીસા થાળ
નીંદરડી ! વીર મારો સૂતો નથી.

મુંને શોખ ન મીઠી રસોઇ તણો,
નથી ખપતા રે મારે બતરીસા થાળ,
નીંદરડી! વીર મારો સૂતો નથી.

મુંને મીઠી લાગે રોટી રંક તણી,
મુંને વહાલી રે એની આછેરી રાબ!
નીંદરડી! વીર મારો સૂતો નથી.

હું તો સાદ પાડી પાડીને શોધી રહી,
નીંદર! આવો રે મારા ભાઇલાની સેજ!
નીંદરડી! વીરો મારો સૂતો નથી!



# વનરાજનું હાલરડું

વનરાવનનો રાજા રે
પોઢયો ઉંચે પારણે હો રાજ !

બહાદુર બાળો રાજા રે
પોઢયો ઉંચે પારણે હો રાજ !

હાં રે પોઢયો જયશેખરનો બાળ
હાં રે પોઢયો વેરીડાં કેરા કાળ

હુલકે ને હીંચોળું રે
રાજા ગુર્જર દેશનો હો રાજ !

જુગતે ને ઝૂલાવું રે
મોંઘી ગુર્જર માતનો હો રાજ !

૨

ઉંચેરી વડવાયે રે
વનરાજાનાં પારણું હો રાજ !

અંકાશીલી ડાળ્યે રે
બાળુડાનાં ઝૂલણું હો રાજ !

હાં રે માથે હીરે મઢેલ આકાશ
હાં રે માથે પૂનમના અંજવાસ

દૂધલડાં કંઇ પીતો રે
રૂપાવરણી રાતનાં હો રાજ !

ગોઠડિયું કંઇ કરતો રે
તારલિયાની સાથમાં હો રાજ !

વનરાવનનો રાજા રે
પોઢયો ઉંચે પારણે હો રાજ !

૩

વાંકડિયા મોવાળા રે
વનરાજાને શોભતા હો રાજ !

કાળાં કરચલિયાળાં રે
ઝુલફાં ડોકે ઝૂલતાં હો રાજ !

હાં રે એનું કંકૂડા વરણું કપાળ
હાં રે એની આંખે અગનની ઝાળ

વાટલડી કંઇ જોતો રે
જોબન ક્યારે આવશે હો રાજ !

ઝબકી ઝબકી જોતો રે
જોદ્ધા ક્યારે જાગશે હો રાજ !

નિદ્રામાં સાંભળતો રે
હાકલ ક્યારે વાગશે હો રાજ !

વનરાવનનો રાજા રે
પોઢે ઉંચે પારણે હો રાજ !

૪

ઘેલૂડી એ સિંહણ રે !
વાર્યે તારાં બાળને હો રાજ !

વકરેલી એ વાઘણ રે !
રોકયે તારી ત્રાડને હો રાજ !

હાં રે મારા રાજાની ઉંઘ વીંખાય
હાં રે મારો બાળુડો ઝબકી જાય

કાચી ને નીંદરનો રે
કોચ્યો તમને મારશે હો રાજ !

થોડી ને નીંદરનો રે
જાગ્યો તમને મારશે હો રાજ !

વનરા વનનો રાજા રે
પોઢયો ઉંચે પારણે હો રાજ !

૫

મૂઠડીયું ભીડીને રે
મોભી મારો પોઢિયો હો રાજ !

ડાઢડીયું ભીંસીને રે
કુંવર મારો પોઢિયો હો રાજ !

હાં રે જાણે તાણી ઝાલેલી તરવાર
હાં રે જાણે ઝૂઝે છે જુદ્ધ મોજાર

સોણામાં સંહારે રે
બાપુ કેરા મારને હો રાજ !

સમશાને સૂવારે રે
મા-ભૂમિના ચોરને હો રાજ !

વનરાવનનો રાજા રે
પોઢયો ઉંચે પારણે હો રાજ !

ગરવી ગુર્જર માનાં રે
વીરને ઝાઝાં વારણાં હો રાજ !

આગભરી અમ્બાનાં રે
વીરને મોંઘાં મીઠડાં હો રાજ !

હાં રે વીરા ! આજુનો દિન વિશ્રામ
હાં રે વાલા ! આજુની રાત આરામ

કાલે ને કેસરિયા રે !
ખાંડા ધારે ખેલજો હો રાજ !

કાલે કંકુભરિયા રે !
અરિને તેડાં મેલજો હો રાજ !

વનરાવનનો રાજા રે
પોઢયો ઉંચે પારણે હો રાજ !

૬

સ્વામીની શુર-વાટે રે
રણ રમવા જાવું હતું હો રાજ !

સ્વર્ગાપુરને ઘાટે રે
સંગાથી થાવું હતું હો રાજ !

તે દિ' મારે હૈયે પોઢયો' તો તું ભાઇ !
તે દિ' તારા બાપુની રામ-દુવાઇ !

આજ સુધી જીવું છું રે
પાવા તુજને દૂધડાં હો રાજ !

જીવતર વીતાવું છું રે
ગાવા શુરનાં ગીતડાં હો રાજ !

જુગ જુગથી જાગું છું રે
લેવા છેલ્લાં મીઠડાં હો રાજ !

વનરાવનનો રાજા રે
પોઢયો ઉંચે પારણે હો રાજ !



## સોણલાં : ૧

સોણલાં લાગ્યે રે
હો સોણલાં લાગ્યે રે !
વીરાને પારણે ઝુલાવા નીંદરડી !
સોણલાં લાગ્યે રે !

હંસલા લાગ્યે રે
હો હંસલા લાગ્યે રે !
વીરાને માનસરોવર ઝીલવા જાવું,
હંસલા લાગ્યે રે;
બાંધવને સ્વાર બની આસમાનમાં જાવું,
હંસલા લાગ્યે રે–સોણલાં૦

વાદળી લાગ્યે રે
હો વાદળી લાગ્યે રે !
વીરાને આભની વાટે છાંયડી દેતી
વાદળી લાગ્યે રે !
બાંધવને મૂખડે શીતળ છાંટણાં દેતી
વાદળી લાગ્યે રે–સોણુલાં૦

મોરલા લાગ્યે રે
હો મોરલા લાગ્યે રે !
વીરાને વીંઝણા ઢાળણ બાર કળાયલ
મોરલા લાગ્યે રે !
વીરાને ગીત સુણાવણ ઢેલડી સોતા
મોરલા લાગ્યે રે–સોણુલાં૦

તારલા લાગ્યે રે
હો તારલા લાગ્યે રે !
વીરાની વાટ અંધારી દીવડા થાવા
તારલા લાગ્યે રે !
બાંધવને રંગબેરંગી તેજમાં ના'વા
તારલા લાગ્યે રે–સોણુલાં૦

વીજળી લાગ્યે રે
હો વીજળી લાગ્યે રે!
વીરાને હીરલે મઢ્યા હાર પેરાવશું
વીજળી લાગ્યે રે!
બાંધવને સમશેરોના ખેલ શીખાવશું
વીજળી લાગ્યે રે—સોણુલાં૦



## સોણલાં : ૨

સોણલાં લાꠂવ્યે રે
હો સોણલાં લાꠂવ્યે રે !
વીરાને પારણે ઝુલાવા નીંદરડી !
સોણલાં લાꠂવ્યે રે !

ઘોડલી લાꠂવ્યે રે
હો ઘોડલી લાꠂવ્યે રે !
વીરાને ઘૂમવાને ઘમસાણ
પાંચાળી ઘોડલી લાꠂવ્યે રે !
બાંધવને વીંધવા ડુંગર માળ
દેવાંગી ઘોડલી લાꠂવ્યે રે–સોણલાં૦

સાંકળી લાવ્યે રે
હો સાંકળી લાવ્યે રે !
વીરાને છાતીએ ટંકાવા
લોખંડી સાંકળી લાવ્યે રે !
બાંધવને બાવડે બંધાવા
વજ્જરની સાંકળી લાવ્યે રે–સોણુલાં૦

પાઘડી લાવ્યે રે
હો પાઘડી લાવ્યે રે !
વીરાને ઝીલવા ઝાઝા ઘાવ
પેચાળી પાઘડી લાવ્યે રે !
બાંધવને ખાળવા તાતા તાવ
જાડેરી પાઘડી લાવ્યે રે–સોણુલાં૦

નીમચો લાવ્યે રે
હો નીમચો લાવ્યે રે !
વીરાને તરવારોની તાળીઓ દેવા
નીમચો લાવ્યે રે !
બાંધવને વેરીઓ કેરાં માથડાં લેવા
નીમચો લાવ્યે રે–સોણુલાં૦

કંકુ લાવ્યે રે
હો હીંગળો લાવ્યે રે !
વીરાને ચાંદલા ચોડી વારણું લેવા
કંકુ લાવ્યે રે !
બાંધવને ચોખલા ચોડી મીઠડાં લેવા
હીંગળો લાવ્યે રે—સોણુલાં૰

ઢોલ ધ્રૂસાવ્યે રે
હો ઢોલ ધ્રૂસાવ્યે રે !
વીરાને શૂરઘેરી શરણાઇ સંગાથે
ઢોલ ધ્રૂસાવ્યે રે !
બાંધવને સીંધુડાના શોર સંગાથે
ઢોલ ધ્રૂસાવ્યે રે—સોણુલાં૰

## સોણલાં : ૩

સોણલાં લાવ્યે રે
હો સોણલાં લાવ્યે રે !
વીરાને પારણે ઝુલાવા નીંદરડી !
સોણલાં લાવ્યે રે !

લાડડી લાવ્યે રે
હો લાડડી લાવ્યે રે !
વીરાને લાલ સીંદોરા ચોડવા થાપા
લાડડી લાવ્યે રે !
બાંધવને ભેટ કસી તરવાર બંધાવા
લાડડી લાવ્યે રે–સોણલાં૦

લાડડી લાડ્યે રે
હો લાડડી લાડ્યે રે !
વીરાને પડખેથી પડકાર દેનારી
લાડડી લાડ્યે રે !
બાંધવની આડડે ઉભી ઘાવ લેનારી
લાડડી લાડ્યે રે—સોણુલાં૦

બેનડી લાડ્યે રે
હો બેનડી લાડ્યે રે !
ભાભીના ઘેર અંબોડા વાળવા
વ્હાલી બેનડી લાડ્યે રે !
ભાભીની રણુહાકે રાગ પૂરવા
બાળી બેનડી લાડ્યે રે—સોણુલાં૦

બેનડી લાડ્યે રે
હો બેનડી લાડ્યે રે !
વીરાને શોષ વેળાએ ટોયણી ટોવા
બેનડી લાડ્યે રે !
બાંધવને જખ્મો ઉપર બાંધવા પાટા
બેનડી લાડ્યે રે—સોણુલાં૦

ગોઠીયા લાંચ્યે રે
હો ગોઠીયા લાંચ્યે રે !
વીરાની સાથ ચિતામાં પોઢનારા
પાંચ ગોઠીયા લાંચ્યે રે !
બાંધવની બાંય ભેળા બાંય બાંધનારા
બાર ગોઠીયા લાંચ્યે રે–સોણુલાં૦

માવડી લાંચ્યે રે
હો માવડી લાંચ્યે રે !
વીરાને સોડય ઓઢાડી આગ મેલાવણુ
માવડી લાંચ્યે રે !
બાંધવને બાળતાં જેનાં છૂટિયાં ધાવણુ
માવડી લાંચ્યે રે–સોણુલાં૦



## સાગર રાણો

માળા ગૂંથી ગૂંથી લાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે.

ધરતીને હૈયે પે'રાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે.

આઘે આઘે એની અનુપમ વાડી,
ચાંદો સૂરજ રૂડા રાખ્યા બે માળી,

વિધ વિધ વેલડી વાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે—માળા૦

ઉંડે પાતાળે ગાળ્યા એણે ક્યારા,
રોપ્યા રાતલડીના રંગત તારા,

નવલખ નદીઓ સીંચાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે—માળા૦

સોનલ ફુલડે સવાર મલકતાં,
સંધ્યાના થાળ ગુલાબે છલકતા,

રજનીમાં ડોલર આવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે-માળા૦

રાત દિવસ બીજું કામ ન ફાવે,
ગાંડો પિયુજી લાખો ગેંદ ગુંથાવે,

જૂજવા રંગ મિલાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે-માળા૦

રીસભરી ધરણી નવ રીઝે,
સ્વામીનાં દાન ત્રોડી ત્રોડી ખીજે,

દરિયો વિલાપ ગજાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે-માળા૦

યુગ યુગના અણુભંગ અબોલા,
સૂના સાગર કેરા હૈયા-હીંડોળા,

ગરીબડો થઇને બોલાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે-માળા૦

કરૂણાળુ બોલ કહાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે.

ગેબીલા શબ્દ સૂણાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે.

ચરણ ચૂમી ચૂમી ગાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે.

માલા ગૂંથી ગૂંથી લાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે.

ધરતીને હૈયે પેરાવે
સાગર રાણો ફુલડાં ગૂંથી ગૂંથી લાવે.

## ધીરા વાજો !

  ધીરા વાજો !
રે મીઠા વાજો !
    વાહૂલિયા હો ! ધીરા ધીરા વાજો !

  ધીરા ગાજો !
રે ધીરા ગાજો !
    મેહૂલિયા હો ! ધીરા ધીરા ગાજો !

બાળૂડાના બાપ નથી ઘરમાં,
આથડતા એ દૂર દેશાવરમાં,
લાડકવાયો લોચે છે નીંદરમાં
    વાહૂલિયા હો ધીરા ધીરા વાજો !

વીરા ! તમે દેશદેશે ભટકો,
ગોતી એને દેજો મીઠો ઠબકો,
લખ્યો નથી કાગળનો કટકો !
વાહૂલિયા હો ધીરા ધીરા વાજો !

મેઘલ રાતે ફુલ મારૂં ફડકે,
બાપુ ! બાપુ ! બૂમ પાડી થડકે,
વિજોગણુ હું યે બળું ભડકે !
વાહૂલિયા હો ધીરા ધીરા વાજો !

સૂતી'તી ને સ્વામી દીઠા સ્વપને,
'વ્હાણે ચડી આવું છું' કે'તા મને,
ચાંદલિયા ! વધામણી દેશ તને !
વાહૂલિયા હો ધીરા ધીરા વાજો !

મીઠી લ્હેરે મધ દરિયે જાજો,
વ્હાલાજીના શઢની દોરી સ્હાજો,
આકળિયા નવ રે જરી થાજો,
વાહૂલિયા હો ધીરા ધીરા વાજો !

રાતલડીનાં તેજ રૂપાવરણાં,
ફુલ્યા રે એવા શઢડા વાલાજી તણા,
ભાળું હું કાગાનીંદરે નાવ ઘણાં!
વાહૂલિયા હો! ધીરા ધીરા વાજો!

બેની મારી લેરોં સમૂદરની!
હળવે હાથે હીંચોળો નાવડલી,
હીંચોળે જેવી બેટાને માવડલી,
વાહૂલિયા હો! ધીરા ધીરા વાજો!

પાછલી રાતે આંખ મળેલ હશે,
ધીરી ધીરી સાંકળ રણુઝણુશે,
બેમાં પે'લો સાદ કેને કરશે!
વાહૂલિયા હો! ધીરા ધીરા વાજો!

ધીરા વાજો
રે મીઠા વાજો!
વાહૂલિયા હો ધીરા ધીરા વાજો!

❦

## રાત પડતી હતો

રાત પડતી હતી, પડતી હતી,
જાણે વીરની વિજોગી બેન રડતી'તી
એવી રાત પડતી હતી, પડતી હતી.

રાત ગળતી હતી, ગળતી હતી,
જાણે બેટાને હૈયે માત લળતી'તી
એવી રાત ગળતી હતી, ગળતી હતી.

પ્હો પ્રગટતી હતી, પ્રગટતી હતી,
જાણે પ્રભુજીની આંખડી ઉઘડતી'તી
એવી પ્હો પ્રગટતી હતી, પ્રગટતી હતી.

ઘોમ ધખતી હતી, ધખતી હતી,
જાણે દમયંતી નળ વિના તલખતી'તી
એવી ઘોમ ધખતી હતી, ધખતી હતી.

લાય બળતી હતી, બળતી હતી,
જાણે મૃગજળ દેખાડી કો'ક છળતી'તી
એવી લાય બળતી હતી, બળતી હતી.

છાંય ઢળતી હતી, ઢળતી હતી,
જાણે વાદળની વેદના પીગળતી'તી
એવી છાંય ઢળતી હતી, ઢળતી હતી.

સાંજ નમતી હતી, નમતી હતી,
જાણે હૈયાની વાસના વિરમતી'તી
એવી સાંજ નમતી હતી, નમતી હતી.

સાંજ સરતી હતી, સરતી હતી,
જાણે બાપુને નેહે બા નીતરતી'તી
એવી સાંજ સરતી હતી, સરતી હતી.

## શિવાજીનું હાલરડું

આભમાં ઉગેલ ચાંદલો ને
જીજીબાઇને આવ્યાં બાળ,
બાળૂડાને માત હીંચોળે
ઘણુણુણુ ડુંગરા બોલે !
શિવાજીને નીંદરું નાવે
માતા જીજીબાઇ ઝૂલાવે.

પેટમાં પોઢીને સાંભળેલી બાળે
રામ લખમણની વાત,
માતાજીને મુખ જે દિ'થી
ઉડી એની ઉંઘ તે દિ'થી.

પોઢજો રે મારાં બાળ !
પોઢી લેજો પેટ ભરીને આજ,
કાલે કાળાં જુદ્ધ ખેલાશે
સૂવા ટાણું ક્યાંય ને રે'શે.

ધાવજો રે મારાં પેટ !
ધાવી લેજો ખૂબ ધ્રપીને આજ,
રે'શે નહિ રણઘેલૂડા !
ખાવા મૂઠી ધાનની વેળા.

પે'રી ઓઢી લેજો પાતળા રે !
પીળાં લાલ પીરોજી ચીર,
કાયા તારી લોહીમાં ના'શે
ઢાંકણુ તે દિ' ઢાલનું થાશે.

ઘૂઘરા, ધાવણી, પોપટ–લાકડી
ફેરવી લેજો આજ !
તે દિ' તારે હાથ રે'વાની
રાતી બંબોળ ભવાની.

લાલ કંકુ કેરા ચાંદલા ને
ભાલે તાણજો કેસર–આડય !
તે દિ' તો સીંદૂરીઆ થાપા
છાતી માથે ઝીલવા બાપા !

માત પિતા ચોડે ચૂમીઓ રે બાળા !
ઝીલજો બેવડ ગાલ

તે દિ' તારાં મોઢડાં માથે
ધૂંવાધાર તોપ મંડાશે.

આજ માતાજીની ગોદમાં રે
તૂંને હુંફ આવે આઠ પો'ર

તે દિ' કાળી મેઘલી રાતે
વાયુ ટાઢા મોતના વાશે.

આજ માતા હેતી પાથરી રે
ફૂણાં ફુલડાં કેરી સેજ,

તે દિ' તારી વીર-પથારી
પાથરશે વીશ ભૂજાળી.

આજ માતાજીને ખોળલે રે
તારાં માથડાં ઝોલે જાય,

તે દિ' તારે ઓશીકાં
મેલાશે તીર બંધૂકાં.

સૂઇ લેજે મારા કેસરી રે !
તારી હિંદવાણું જોવે વાટ,

જાગી વે'લો આવ બાળૂડા !
માને હાથ ભેટ બંધાવા.

જાગી વે'લો આવજે વીરા !
ટીલું માના લોહીનું લેવા !

શિવાજીને નીંદરૂં નાવે
માતા જીજીબાઇ ઝૂલાવે.

બાળૂડાને માત હીંચોળે
ઘણુણણુ ડુંગરા બોલે.



# આષાઢી સાંજ

આષાઢી સાંજનાં અંબર ગાજે;
અંબર ગાજે, મેઘાડમ્બર ગાજે !–આષાઢી૦

માલતો મોરલાના ટૌકા બોલે,
ટૌકા બોલે, ધીરી ઢેલડ ડોલે–આષાઢી૦

ગરવા ગોવાળીઆના પાવા વાગે,
પાવા વાગે, સૂતી ગોપી જાગે-આષાઢી૦

વીરાની વાડીઓમાં અમૃત રેલે,
અમૃત રેલે, ભાભી ઝરમર ઝીલે–આષાઢી૦

ભાભીની રાતીચોળ ચુંદડ ભીંજે,
ચુંદડ ભીંજે, ખોળે બેટો રીઝે–આષાઢી૦

આષાઢી સાંજનાં અંબર ગાજે,
અંબર ગાજે મેઘાડમ્બર ગાજે-આષાઢી૦

❦

# કેવાં કિલ્લોલે !

[ ઢાળ–વનમાં કાનો દાતણ મગાવે,
વનમાં દાતણ ક્યાંથી !
હઠીલો મારે ખેપે પડ્યો છે ! ]

વનમાં કાળી કોયલ કિલ્લોલે,
ઘરમાં કિલ્લોલે બેન બાળી
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

કાલા કિલ્લોલ બોલ બોલે
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

ડુંગરે મોરલાને ઢેલડ બોલાવે,
વીરને બોલાવે બેન વાલી
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

વાદળે મેહુલાને વીજળી વળુંભે,
વીરને ઝળુંબે બેની ગોરી
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

આભમાં ચાંદલાને વાદળી લપેટે,
વીરને ભેટે છે બેન કાળી
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

રાજમાં ભૂપતિને ચારણુ ભલકારે,
વીરને લલકારે બેન ઘેલી
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

ઓવરે નીર નાનું પોયણુ ઝુલાવે,
વીરને ઝુલાવે બેન નાની
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

રણુમાં રાજવીર બરછી હિલોળે,
વીરને હીંચોળે બેન બંકી
બાળુડાં મ રાં કેવાં કિલ્લોલે !

ઝાડવે ઝાડવે પંખીડાં વિરાજે,
ખોળે ગાજે છે ભાઇ–બેની
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

કાલા કિલ્લોલ બોલ બોલે
બાળુડાં મારાં કેવાં કિલ્લોલે !

# અઘરા શબ્દોની સમજણ

અંબર : આકાશ

કાગાનીંદર : અરધી–પરધી ઉંઘ

કેડા : રસ્તા

ખાળવા : રોકવા

ગળકે : હલકથી (મોર) બોલે

ગારાળ : ગારા (કાદવ) વાળાં

જગ–ઝીલણિયાં : જળ–ઝીલણી એકાદશીને દિવસે જળાશયની અંદર ન્હાતી ન્હાતી સ્ત્રીઓ ગીત ગાય છે તે જગઝીલણિયાં કહેવાય છે.

ઝોક : પશુઓને પૂરવાનો વાડો

ટોયલી : બાળકને દૂધ પાવાની નાની ટબૂડી

ડાઢડિયું : દાઢો

ડૂકવું : કમજોર બનીને થાકી જવું

તાતા તાવ : સખ્ત તાપ

થાપા : હાથના પંજાની છાપ

ધ્રપીને : ધરાઇને

ધૂંવાધાર : ગોટેગોટ ધૂમાડા ઉરાડતી પ્રચંડ (તોપ)

નીમચો (જો) : નાનકડી તલવાર

પેચાળી : પેચ (આંટી) પાડેલી

બંધૂકાં : બંદુકો

ભવાની : શિવાજીની તલવારનું નામ

મરગલડો : મરઘો (કૂકડો)

મેલાવણુ : મૂકાવનાર

મોભી : મોટો પુત્ર ( ઘરના આધાર રૂપ 'મોભ'ના
લાકડા પરથી )

રખોલિયા : રખેવાળ

લોચવું : નિદ્રામાં અથવા તાવમાં ઝંખવું

વજ્જર : વજ્ર

વસૂકવું : દૂધ દેતા બંધ પડવું

વાહુલિયા : વાયરા

વાસુ રહેવું : ખેતરમાં મોલ સાચવવા રાત્રિયે રહેવું

વીશભુજાળી : વીશ ભુજાવાળી દેવી

વોળાવિયા : રખેવાળ

સીંધૂડાના શોર : લડાઇમાં શૌર્ય ચડાવનાર સૂર

સોડચ : શબ ઉપર ઓઢાડવાનું લૂગડું : ખાંપણ

હિન્દવાણું : હિન્દુસ્તાન

